# ઇશ્વર વિવાહ.

તથા

# રૂક્ષમણી વિવાહ.

આ બંને સાથે સુધરાવી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

પુસ્તકાલય—અમદાવાદ.

આવૃતી બીજી—પ્રત. ૪૦૦૦


## અમદાવાદ.

ધી રાજનગર ટાઇપ ફાઉન્ડરી. પ્રીન્ટીંગ પ્રેસ.

પટેલ. જેશંગભાઇ મુળજીએ છાપ્યો.

સંવત. ૧૯૫૨ સને ૧૮૯૬

કીમત. ૦-૦-૬

# ઇશ્વર વિવાહ.

શ્રી ગણેશાયનમઃ।। શ્રી સારદાયનમઃ।। શ્રી ગુરૂભ્યોનમઃ।।

શ્રી ભવાની શંકરાયનમઃ

અથ ન્હાનો ઇશ્વર વિવાહ લખ્યો છે.

રાગ ધોળ. શંકર સારદાને શીશ નામું રે. શરૂવા ગણ પતિ જુઓ મુજ સામું રે. સમરૂ સારદા સમરથ જાણીરે, અંબા આપો અવિચળ વાણીરે. પરમોદીને પુછે છે વાત રે, કેમ પરણ્યા તે શંભુનાથરે; વીવાહ વૈકુંઠનાથે વખાણ્યો રે. એવો દેવીદાસે મન જાણ્યોરે. ૨ પ્રભુજીનુ નામ પ્રિછાઉરે, વીવાહ વિગતે કરીને ગાઉરે. ૩ ઢાળ. વીવાહ વિગતે વરણ વું, મારી માતાજી કરોને સહાય; દીન વચન દેવીદાસનાં દેવી કરોને દયાય. ૧ એક સમે નારદ આવીયા, જ્યાં હતા શંભુનાથ; પ્રીતે શું પ્રભુજીને પુછવી, કહે રૂષી આગળ તે વાત. ૨ નારદ કહે નયણે નિરખતાં, એવી કન્યા ન જાણુ કોય; સમોવડ શંભુનાથની, સરખા તે સખી હોય. ૩ રાગ પ્રથમનો. વળતી રૂષીએ માંડી છે વાત રે, તમે સાંભળો શંભુનાથરે; અહીંથી ઉત્તર દિશ ઘણી ભુમી થાય રે, તહીં રહે છે હીમાચળ રાય રે. ૧ તેને ઘેર છે મેનાં નારી રે, તેને કુખે છે કન્યા કુંવારીરે કે

શોભા તેની ઘણી કહાવી રે, મહારૂપ અનુપમ લાવી રે. ૨
દીસે દેવી તણો અવતાર રે, શોભા કહેતાન આવેપાર રે;
હીંડે હંસતણી ગતી ધરતી રે, ભુમી ઉપર ડગલાં ભરતી રે.
૩ કટી જાણીએ કેશરી લંક રે, અવનિ પર આડો અંક રે;
વેણુ વાસુકી નાગ લજાયા રે, દીસે કંચન સરખી કાયા રે. ૪
ચરણ કદળીસ્તંભ શા જાણું રે, તમે રૂપીથી અધિક વખા-
ણું રે; બેઠી છે તે બાલ કુંવારીરે, શોભા શોધે છે વસ્ને વિ
ચારીરે. ૫ કહે નારદ નયણે મેં નિરખીરે; દેવ કન્યા છે
શંભુ સરખીરે; શંભુ કહે તમે નારદ જાઓરે, રૂષી વાયુથી
વહેલા થાઓરે. ૬ શુભ કામ કરો પ્રેમ આણીરે, રૂષી ચા-
લ્યા સુણી એવી વાણીરે; એમ કહીને ત્યાં નારદ આવ્યારે,
મહાદેવનાં માગાં લાવ્યારે. ૭ જેથી માત પિતા મનમોહેરે,
એવો વર કન્યાને સોહેરે; વળતી રૂષીએ માંડી વાતરે, વર
સારો છે શંભુનાથ રે. ૮ જેને સુરનર મુનીવર જાણેરે, વર
રૂડો તે વેદ વખાણે રે; ત્યારે બોલીઆં મેનાં માય રે. કોણ
અંડનો વર લાવ્યુ રે. ૯ એનું કુળ છે કેવી જાત રે. એતો વર
કેવી છે નાતરે; કહે નારદ સાંભળો બાઈ રે, એને કુળ છે
બાધ વડાઇ રે. ૧૦ એનું સુંદર કુળ બહુ સારૂં રે, દેખી મ
ન માને છે મારૂં રે; જે કાયણ જુગમતું કહે તમને રે, તેની
ઓઢ વરધ છે અમને રે. ૧૧ ઇશ્વરજી છે વિવાહ સરખારે

એવાં વચન સુણી રાયહરખ્યા રે; જોયાવિનાઅજોયું કીધું રે, શંભુનાથનું શ્રીફળ દીધું રે. ૧૨

ઢાળ. રાય કહે રૂષી સાંભળો, જુગતે શું લાવોજાન;મો ટા તે મહીપતી આવશે, રૂડી પેરે વધસે માન. ૧ રાગપ્રથમનો.નારદ કહે સાંભળો રાય રે,કહુ મહાદેવનોમહીમાયરે; બ્રહ્માદીકને શ્રી ભગવાન રે, સાથ આવશે સર્વ સમાન રે.૧ એવાં વચન કહી રૂશી વળીયારે, પ્રભુજીને પંથે પળીયારે; મહાદેવને મંદીર આવ્યા રે;રૂષી રૂડા સમાચાર લાવ્યારે.૨ હીમાચળે તે કન્યા દીધી રે, શંભૂનાથની સગાઈ કીધીરે;એ વી વાત કહી છે વહાલીર, શીવે હસીને લીધી છે તાળીરે. ૩ ચાલો જગદીશ પાસે જઈએ રે, વીવાહ વૈકુંઠનાથનેકહીયે રે; લક્ષમી વરને તેડી લીજેરે, પરીયાણપ્રભુજીશું કીજેરે.૪ હીમાચળને હરખ ન માય રે, મહામંડપ રચીયો ત્યાંય રે; તેડયા સલાટ સુતારસોનાર રે, તેડયાકારીગરો તે ઠાર રે ૫ બ્રહમાજીએ મહુરત સારૂ સાધી રે,દીશા જોઈને દોરડીબાંધી રે;ભુમી ચાર જોજન ભરી લીધી રે, પરવાળાંની પુરણી કીધી રે. ૬ મણી જડીત્ર મોડ ઘડાવ્યા રે, ત્યાં બ્રાહમણો સરવે આવ્યા રે;ભુમીથી ઉંચા ભવન આકાસે રે,તેજ તણો બહુપ્રકાશે રે ૭ માંહી જુકતી તણી અતીજાણી રે, નવરંગની રચના આણી રે.ઢાળ. રંગની રચના આદરી,જુજવી

જુજવી જાત; મેઘ માળાનેચિત્રશાળા,ભલી આપેછેમાત.૧
મેરૂ પરવત પંખી પ્રગટયા, ફૂળ વેલ સુખકાર;નયણેથી તે
નીરખતાં,કહેતાં ન આવે પાર.૨ રાગ પ્રથમનો.એવી મંડપ
રચના માંડીરે, ચતુરાઇથી ચીત્રકહાડીરે; માંહીભેદ ભુલવણી
ભારી રે, માંહી બાજીગર રચના ન્યારીરે. ૧ બ્રહ્મા વેદ ભણ
તા તેઠારરે, વરણવતાં ન આવે પાર રે; મંત્ર ભણતા
ગોરજીમન ગમતારે, ભાટ ચારણ રમતાને ભમતા રે. માંહી
ગોપ વાંસળીઓ વાળારે; ત્યાંતો ચાલતા મારગ ટાળ્યા
રે; કોઈ ઘોડે ચડયા અસ્વારરે, બખતરપાખરનો નહીપા-
ર રે. ૩ મહી મત મેંગળ મદઝરતારે, માંહી લડાઈ મસ્તી
કરતા રે; શુંઢ વાળાનેસાંકળો છાજેરે, ગળે બંધીયા તે હસ્ત
વર ગાજેરે. ૪ માંહી મલ્લ પ્રતીજ્ઞા કરતા રે, માહીગાંધર્વ જ્ઞા
ન ઉચરતા રે; ત્યાં આનંદ ઓછ્વ થાયરે એવું લખીયું છે
મંડપ માંયરે. ૫ બીજી નાટક વાત ન જાણું રે, વનસ્પતી
શું મુખથી વખાણું રે; માંહી અનુપમ આંબા ફળીયા રે,જો-
વા જેવા જાંબુડા ગળીયા રે. ૬ ગળ્યાં ખારેકનેખજુરરે,ફળ
ફોફળને નાળીયેર રે. લીલી કેળોને કરમદિ પાકીરે, માંહી
સારી સુખડ નહી બાકી રે. ૭ મહી તજ જાવંત્રી ઝાઝી રે.
બોરલીએ બોરરહયાં બાઝી રે; વળી બદામો છે ઝાઝી રે,
લેતો દીસે છે નવરંગ લીલીરે. ૮ નવરંગી તે નાગરવેલી ,રે

ॐ

શોભા વૈકુંઠની લાવી મેલીરે; વનસ્પતીતે ભાર અઢાર રે, માંહી પંખી તણો નહી પારરે. ૯ જ્યારે મધ્ય મંડપમાં આવ્યા રે, ત્યારે હરખે શું હંસ લખાવ્યા રે; માંહી મોર મધુરા બોલેરે, જોતાં ના આવે કોયલડી તોલેરે. ૧૦ માંહી નવરંગ સારસ રૂડા રે, માંહી કાબેર ચકલીનેસુડારે, માંહી પારેવા પોપટ પઢતારે, ત્યાં તો કુરંગી કુકડા વઢતા રે. ૧૧ મૈના બોલે છે શબ્દો મીઠા રે, બગ ધ્યાન ધરીને બેઠારે; પર ભુમી તણાં જે પંખી રે, તેની જાત લખી છે અસંખીરે. ૧૨ એવી મંડપ રચના કહાવે રે, હવી જાન શંભુનાથ લાવે રે; મઢી આગળ માંડવા ધાહ્યા રે; શંભુનાથ પરણવાચાહ્યારે. ૧૩ શીવે જુગતેશું જટા બાંધી રે, પહેરી ફાટેલીકંથા સાંધી રે; ભાર ભાંગ ધતુરાનો આણ્યોરે, મહાદેવે પોઠીડો પલાણ્યો રે. ૧૪ ગળે પહેરી છે રૂદ્રની માળા રે, અંગેલપેટયા છે ભોરીંગ કાળારે; શંભુનાથ સમાચાર કહાવે રે, એવો વેશધરી વર આવે રે. ૧૫ નવ જોબની નેણુ સમારીરે, સામૈયે આવી સુંદર નારી રે; જોવા ગયાં છે જાન જમાઇરે, ત્યાં તો મેનાં રહયાં મુરછાઈ રે. ૧૬ જુખ્યો બ્રાહમણ જુઠો જાણ્યોરે, અણગમતો આંગણીએ આણ્યો રે; એવાં વચન કહી સહુ જોય રે, જઇને કહ્યુ હીમાચળ રાયરે. ૧૭ માતા કુંવરીને એમ કહાવેરે, તારો બળદે ચઢી વર આવે રે; કુંવરીકહે

કરમની વાત રે, વર પામી હું શંભુનાથ રે. ૧૮ ઢાળ મેનાનું મન માને નહી, તેના કંઈક અવગુણ ગાય; પેરે પેરે કરી પ્રીછવે, આધીન થઈ ઉમયાય. ૧ જનમ આપે જનેતા પણ, કરમ ન આપે કોય; પાણી પીને ઘરશું પુછવું. તેની જાતભાત શી જોય. ૨ આંગણે આવ્યો વર આશા કરી તે, વરયાવીના કેમ જાય; કરમ બંધન કીજીએ તો, દોષ લાગે મારીમાંય. ૩ રાગ પ્રથમનો. જે મને રૂષીએ વર આપ્યેલ રે, તે મેં સાચ કરીને થાપ્યો રે; ત્રણ લોકમાં તપ મેં કીધું રે, શંભુનાથનું સગપણ લીધું રે. ૧ એવાં વચન કહી કરી વાતરે, સુખથી બોલ્યાં મેનાં માતરે; આ તો પુત્રી મેં ક્યાંથી જાઈ રે, તીપની ગળથુથી ન પાઇ રે. ૨ વણ દીઠ શું વરને વખાણોરે, હંસ કાગને કોટ બંધાણો રે; પહેલાં પોખવા જે કોઈ જાશેરે તેને સર્પ તે સામાં થાશેરે. ૩ એમ માનની મનમાં વીમાસેરે કોણ જાય તે જોગી પાસેરે; હેત કન્યા એને કેમ દીજેરે, માટે રૂડું ગમે તેમ કીજેરે. ૪. સહુ હાંસી કરે એને દેખીરે, કન્યા કેમ દીજે દેખી પેખીરે; જોજો કુળવંતો જમાઈરે, દેખી નારી રહી મુરછાઈરે. ૫ ઢાળ મેનાનું મન માને નહી, એને આગણે ઉભા ઈશ; પારવતીના પ્રેમ જોઇ રૂપ, પ્રગટ્યું ઉમીયા ધીશ. ૧ સુર્યે સમોવડ વદન ઝળકે, કળા કોટી પ્રકાશ; જોતાંમાં ખામી નહી જરા, તેનો કહું શો તાસ. ૨ હવે હરખ્યા થી હરી, અંગે વાધ્યો ઉછરંગ; શણગાર સજી સહુ

સુંદરી, બહુ નારી બની નવ રંગ. ૩ ધુશળ મુશળ કર ધરી મલપતી મંગળ ગાય; પોંખી કરી પધરાવીઆ, મહાદેવ મંડપ માંય. ૪ રાગ પ્રથમનો. વર મંડપમાં પધરાવ્યારે, ત્યાં તો મોટા મુનીવર આવ્યારે; બ્રહ્મા સાથે શોહે બ્રહ્માણીરે, ઈંદ્ર સાથે સોહે ઈંદ્રાણીરે, ૧ રવી સાથે તે રાંદલ રાંણીરે, હીમાચળની સાથે છે મેનારે; વળી કરૂં વખાણ હું કેનારે, શીવ બેઠા પલાંઠી વાળીરે, મધુ પરકમાં કાંસાની થાળીરે; લક્ષમી શીવને લુણ ઉતારૂ, સત્યભામા તે સહુને વારેરે. ૩ સહુ નાટક બોલે છે બોલેરૂ. નાવે જાંબુવતીને તોલેરે; રૂખમણિ એણિપેરે ગાયરે, રાધીકા તે વારણે જાયરે. ૪ સહુ બોલે શંભુની પક્ષેરે, જળ આવ્યાં મેનાને ચક્ષેરે; અતિ આનંદે પરણ્યા ઇશરે; સાથે જાનયા શ્રી જગદીશરે. ૫ કન્યાદાન દે હીમાચળ રાયરે, મળી માનની મંગળ ગાયરે; ધન ધન થયો અવતારરે, વાજા વાજે દુદંભી અપારરે. ૬ બ્રહ્મા સાશ્વત મહુરત સાંધીરે, લીલા વાંસની ચોરી બાંધીરે, સુંદર મંગળ વરત્યા છે ચારરે, શીવજી આરોગ્યા કંસારરૂ. શીવને હાથ ગ્રહણું ત્યાં થાયરે, દાન આપે હીમાચળ રાયરે; રાયે હસ્તી આપ્યા શણગારીરે, ઉપર અંકુશની અંબાડીરે. ૮ લાંબી ડોકના સાંઢીયા સારરે. ગાયો ભેંસોનાટોળાં અપારરૂ; રાયે રથ આપ્યા છે કોડરે, સાથે ઘોળા ઘોરીનિ જોડરે. ૯ પ્રભુને પેરામ-

ણી ઘણી થાયરે; પીળાં પીતાંબર દેવરાયરે; ઘેર બાંધ્યા દીશે ઘર ચોળ્યાંરે, ઘણાં લાંબા પનાદાર પહોળાંરે. ૧૦ ભર જરી યા જામા મન ભાવેરે, મન ગમતા મશરૂ મંગાવેરે; વળી લાવે બીજા નવરંગીરે: જાન માંડવે અતી ઉછરંગીરે, ૧૧ ઘણી જુગતે જમાડી છે જાનરૂ, આપ્યાં જાવંત્રીને પાનરે; ગાય ગાંધર્વ અપસરા ગાનરૂ, છુટયા બંધ થકી બંધીવાનરે. ૧૨ શીવજી પરણીને ચલ્યા કઇલાશરે, મૃત્યુ લોક મેહેલ્યો દેવીદાસરે; વાસાવડમાં વાસો વસેરે, અતિ આનંદે વીવાહ કહે છે રે. ૧૩ જેકોઈ ઈશ્વર વીવાહ ગાશેરે, તેનાં પાતક પ્રલય જાશેરે; જે કોઈ સાંભળશે નરનારીરે, તેની આશા પુરે ત્રીપુરારીરે. ૧૪ વિવાહ સાંભળી ધરશે ધ્યાનરે, તેને રીઝે તેથી ભગવાનરે; તેને કૃપા કરે શંભુનાથરે, ઝાલે સંકટ વેળાએ હાથરે. ૧૫ ધન ધન પુત્ર પરીવારરે, આપે પારવતી ભરથારરે જે કોઈ પ્રેમ ધરી વીવાહ ગાશેરે; તેની શ્રી હરી પુરશે આશરે. ૧૬ ઢાળ. પ્રીતેશું આપે શ્રી હરિ. તેના મનની તે પુરે આશ; શ્રોતાજન સહુ સાંભળીને બોલો શ્રી અવીનાશ. ૧

ઈતીશ્રી દેવીદાસ કૃત ઈશ્વર વીવાહનાં ધોળ સંપુર્ણ. સમાપ્ત.

---

## રૂક્ષમણિ વિવાહ.

શ્રીગણેશાય નમઃ અથ શ્રી રૂક્ષમણીવિવાહલીખ્યતે.

પદ રાગ. ઢાળ.કુંદનપુર વીવાહ રચ્યો, ભુપતિભીમકરાય; કન્યા દેવ શ્રીકૃષ્ણને, આનંદ ઉર ન સમાય. ૧ રૂકમૈએ તે તો જાણીયું, ઉર આવ્યો અતીશે કાળ; કન્યા ન આપુ શ્રીકૃષ્ણને, એ જે ગાયો તણો ગોવાળ. ૨ રૂકમયાનું મન મેહેલું, તેડાવ્યો શિશુપાળ, રૂક્ષમણિએ ખબર જાણી, અંતરઉઠી ઝાળ ૩ દુર ઘણી દ્વારામતી, રહયો લગ્નવચ્ચે દીનએક; અંતરજામી આવજો, રાખશો મારી ટેક. ૪ એવું તે કહાને કુંવરા, ફરી કાગળ લખવા આશ, મુકતાનંદ કહે માનુની, થઇ જગતથી ઉદાસ. ૫

પદ ૨ રાગ ધોળ. મારી સાર લેજો અવીનાશીરે જાણી જનમો જનમની દાસીરે. ૧ વાંચીકાગળવહેલાઆવોરે, મારા તનના તાપ બુઝાવોરે. ૨ દીન એક લગન વચ્ચે આણીરે, વેહેલા આવજો સારંગ પ્રાણીરે. ૩ મેં તો તમઅરથે તનકરાવુરે; મેતો તમ ચરણે ચિત્ત ધરીયુરે. જો તમ નાથરે નહીં આવો વેહેલારે; તજું લગનથી પ્રાણ હું પહેલારે. ૫ કહે મુકતાનંદ મોરારીરે, વાહલાસખજોટેકઅમારારે. ૬ પદ. ૩ રાગ ધોળ. લઇને કાગળવિપ્ર સાધાવ્યો, હરાની કરૂણાથીદ્વારીકાંઆવ્યોરે, દેખીદ્વારકાં મહાસુખ ધામ, જેના રાજાછેસુંદીરશ્યામ.

૨ વહાલે વિપ્રને આવતો જાણી. ઉઠયા સનમુખ સારંગ પાણી. ૩ પુછી પ્રેમને કાગળ લીધો, વાંચી પત્ર હૃદય દ્રઢ કીધો. ૪ પુજ્યા વિપ્રને દઈ ઘણું મન, જાવા તૈયાર થયા ભગવાન. ૫ સાથે રથમાં વિપ્રને બેસારી, ચાલ્યા કુંદનપુર મોરારી. ૬ એવા ભગત વલ્લભ ગિરધારી, જાય મુકતાનંદ બલહારી. ૭

પદ ૪ ઢાળ. માનની મનમાં ચિંતવે, કયમ નાવ્યા સુંદર શ્યામ; વાર કેમ થઈ વિપ્રને, નવસરયું મારૂં કામ જો નહિં આવે જદુપતી તો, તજીશ મારા પ્રાણ; એવામાં દ્વીજ આવીયા, જેમ આવે રામનું બાણ. ૨ વિપ્ર વદન જોઇ વીનતા ઉર આવ્યો આનંદ અપાર; પ્રાણજીવન પધારીયા, જુગજીવન જુગ આધાર. ૩ કુંદનપુર આવીઆ, સુણી ભુપતિ ભીમકરાય; સામા જઇ સનમાન કીધાં, આનંદ ઉર ન સમાય. ૪ ત્રીકમ તોરણ આવીઆ વરતીઓ જય જયકાર; મુકતાનંદ કહે માનુનીના, પુન્ય તણો નહી પાર. ૫. પદ ૫. રાગ. ધોળ. દેવી પુજ્યાનો મસ લેઈને પ્યારી રે, ચાલી નીરખવા કુંજબિહારી રે. ૧ સાથે લેઈને પુજનો સામાન રે, નેણે નીરખ્યા શ્રી ભગવાન રે. ૨ હરીના ભક્ત આદીના માની રે, ભાવે પુજ્યુ આ ભવને ભવાની. રે. ૩ પછે રૂપ પ્રચારયું બાળી રે, પ્રેમે પામવા શ્રી વનમાળી રે. સંગે અસુર હતા રખવાળ રે, દેખી રૂપે પડયા તતકાળ રે. ૫ વેગે આવિયા અંતરજામી રે, મળ્યા મુકતાનંદના

સ્વામીરે. ૬ પદ ૬ રાગ ધોળ. કર સાહીને રથપર લીધાં, મનવાંછિત કારજ સિધ્યાં. ૧ કન્યા હરણ કરીહરીવળિયા. સેન્યા સોત ત્યા બળિભદ્ર મળિયા. ૨ વાંસેરૂકમૈઓ ચઢયો શિશુપાળ, કન્યાકેમ કરીલેશે ગોવાળ.૩ બાંધ્યા દ્વારીકામાંથી લાવું; નહાંતા પુરમાં પાછો ન આવું. ૪ જઈને જદુપતિ સગ યુધ કરીયો, વાહાલે સરવે તણો મદ હરીયો ૫ રૂકમૈઆની વાઢી છોદાઢી; કાપી કેશને મેહેલ્યો છે કાઢી. ૬ રૂક્ષમણીના શોક નિવારી,મુકતા નંદ પધારયા મોરારી૭ પદ.૭

રાગ ઢાળ. માધવપુરનો માડવો,આવેજાદવકુળનીજાન; પરણે તે રાણી રૂકિમણી, વરવાંછિતશ્રીભગવાંન.૧ જાદવ જાનૈયા થયા, વળી માંડવિયા પણહોય;વિધ સહીતવિવા રચ્યો, કસર ન રાખી કોય. ૨ માણેકથંભ મંડપ રચ્યો, મધ્યે ચોરી બાધી સાર; મોહન આવ્યા માંહરે,કોટી ભુવનનો કિરતાર. ૩ માથે તે મુગટ જડાવનો, કાનેકુંડળમકરા કાર; બાયે બાજુબંધ બેરખા, કોટે કૌસ્તુભ મણીનો હાર.૪ શોભે ઘણું શણગારમાં, પાતાંબર અતિઉદાર; હેમ કડાં બેઉ હાથમાં પાએ ઝાંઝરનો ઝમકાર. ૫ વાલાનું વદન સોહામણું જાણ ઉગ્યો પુન્યમનોચંદ;મુકતાનંદ કહે મોહનવરને જોતાં થાય આનંદ. ૬ પદ. ૮ રાગ ધોળ. પછી લાડણીને શણગારીરે, પીઠી ચોળીને પાટ બેસારીરે. ૧ નીલીસાડીધરી તન સારીરે, જેણે રીઝે શ્રી ગીરધારીરે. ૨ સોળે શણગાર

અંગે ધારીરે; ચાલીમેટવા દેવમોરારીરે. ૩ સંગે માનનીમં-
ગળ ગાયરે, તેની શોભા વરણવી નજાયરે. ૪ એ રીતે મંડ-
પમાં આવ્યાંરે, તેડી પિયુનીપાસેપધરાવ્યાંરે.૫ કર સાહ્યા
સચરાચર સ્વામિરે; નારી માયરે મહાસુખપામીરે. ૬ શોભે
માંહરૂ મહાસુખકારીરે; જયમુકતાનંદ બલહારીરે. ૭

પદ૯ રાગ ધોળ. વરકન્યાની જોડી બિરાજે,જોતાં કોટી કામ
છબી લાજે. ૧ વાજે દેવનાં વાજાઅપાર, પરણે અખીલભુવ-
નનો આધાર. ૨ બ્રહ્માણ બોલે વેદવચન; જેજેકાર થયો
ત્રિભુવન. ૩ ચારેફેરા હરિ સંગે ફરિયાં; નારી જગના જીવ
ણને વરીયાં. ૪ શોભે અખંડ અલૌકિક જોડ, માથેબત્રીશ
ભમરીનો મોડ. ૫ લાડો લાડી જમે કંસાર,તેનો નિગમ ન
પામે પાર. ૬ મુકતાનંદ મહા સુખકારી, એવાં ચરિત્ર કરે
ગીરધારરી. ૭ પદ ૧૦ રાગ ઢાળ. કંસ રજમતાંકામનીબોલે,
વિનોદ વચન રસાળ; શ્યામ સુંદર તે સાંભળી,
હસતા તે દિનદયાળ. ૧ બંદીજન જેજેકાર કરે, ગાય
ગાંધર્વ મધુરાં ગાન, અનંત નાચે અપ્સરા, આવે સુર ચઢી
વર્ઠમાન; બ્રહ્માદિક સુર પુષ્પ વર્ષી,કર વાર મવાર. ઢાલ દ-
દામાં ગડગડે,વાજીંત્રનો નહિ પાર.૩ચારને મંગળ વરતીયાં,
વર કન્યાની ભલી જોડ; રૂકીમણી લેઈ આવીયા, દ્વારીકાંશ્રી
રણછોડ. ૪ દીન જાણી દયા આણી, પુરીમનની આશ; મુ-
કતાનંદ કહે ચરણ સેવા દેઇને રાખો પાસ. ૫ પદ ૧૧

શામ ઢાળ શ્રી કૃષ્ણ પરણ્યા રૂક્ષમણીને આનન્દ મોઝાર જોશે એ વીવાહ નીરખીઓ, તેના પુન્ય તણો નહી પાર. ૧ પ્રેમશુ માતાએ પોખીયા, જગજીવન જગ આધાર; હીએઉમેં એ વારણાં, પુત્રનાં વારમવાર. ૨ પુરવાશી સેઉ પ્રેમશું; નીરખે તે નટવર નાથ, જન્મ તે સફળ કરી જાણીયો; મહાસુખીયો થયો સહુ સાથ. ૩ રૂક્ષમણીએ ધારીયુ તે, સાચુ કીધુ શામ, ભકતજનનાં લાડ પાળે, એવા કરૂણા ધામ. ૪ અધમ જન ઓધારવા થયા મનુષ્ય રૂપ મહારાજ; પાવન જશ વીસ્તારીઓ, સુણતાં તે સીધે કાજ. ૫ નરનારી જે રૂક્ષમણીના, વીવાહ શીખે ગાય, તેને રીઝે શ્રી હરિ, ભવ ભવનાં પાતક પ્રલે થાય. ૬ શેષ પાર ન પામીઓ, કહેતાં તે હરીજસ સાર; તોયતેના ગુણ ગવાતા, છે અધમ જન આધાર. ૭ મુકતાનંદ કહે મહા પ્રભુ, અચળ જગમાં જોડ; શ્રોતાજન જે સાંભળો તે, બોલો શ્રી રણછોડ. ૮ ઇતી શ્રી વીવાહ સમપુરણ મસ્તુ. અથ વીવાહનાં ફટાણાં લખ્યાં છે. પદ ૧ અવિધા દેનાટકી નાર, પ્રભુથી પાછાં ભાગે જો, એનુ કહ્યું કર જો તેની સાથ, જમનુ સારૂ લાગે જો. ૧ જમનું જબરૂ જોર મારશે મેહુ આપી જો, બોલે શુ ફુટડા બોલ; આવડી શી આવી આંધી જો. ૨ બુડી મરો લાગે છે લાજ, વેણ શું વાંકાં કાઢે જો; પ્રભૂ વીના જે બોલે બોલ, જીભલડી ઘશી કાઢો જો. ૩ હરિ ભજતાં આવે લાજ. કુડમાં કેવાં રાજી જો; મુકતાનંદ કહે મુરખ લોક,

આધરાં દીસે પાજીજો. ૪ પદ ૨. નાની મોટી વસ્તુ સાંભ-
ળીનેર જશો. જગના જીવણને કોઇ દોષ નકેશો. ૧શ્રુતીને
સાંભળ્યા વીના ભ્રષ્ટ મતી થાશો; વીમુખ થઈને ઘણાં
ખાસડાં ખાશો. ૨ સમજુને શીખામણ લાગે ભજે
અવીનાશી, મૂરખ ન માને તેનેજમડાની ફાંશી. ૩ પ્રભુને
ભજે તેન સઘળેછે સારૂ; મુક્તાનંદમૂરખનેસઘળે અંધારૂ. ૪
પદ ૩. દુરલભ અવસર આવ્યોરે પ્રાણી ભજી લ્યો અવીના-
શી, પ્રગટ થયા છે વાહાલો વંદ્રાવન કાશી. ૧ દરશન દઈને
દુઃખ કાપે ગીરધારી; સ્વાસે જે ઉસ્વાસે ભજે દેવ મોરારી.૨
આઅવસર નહી ચેતો તો ઘણું દુઃખ સેહેસો; ઊંટને ગધે-
ડાંથઈને ભાર તે વેહેશો. ૩ પ્રભુને વીસારી કોઈ બીજચીલે
ચડશો, મુકતાનંદ કહે મતી મુઢ નરકમાં પડસો. ૪ પદ૪.
આજ ભવપાર ઉતરીઆંરે, આનંદ ભરયા; મારાં સેજે
તે કારજ સરીયાંરે આનંદ ભરયા.૧ મારી મતી મોહન સં
ગ લાગીર આનંદ ભર્યા. ૨ મદ મોહને રોતા કરીયારે, આ-
નંદ ભરયા. મેંતો સુંદર વર ઉર ધરીયારે આનંદ ભરયા.૩
ત્રીલોકનાં તિરથ કરીયાંરે, આનંદ ભરયા; શામળીયાને ચરણે
દીધારેલઆનંદ ભરયાઃ ૪ મુકતાનંદમોહનેમન ધ્યારીરે,આ
નંદ ભર્યાઃ મેતો દરમત દુબધા વિસારીરે, આનંદ ભર્યા.૫
પદ ૪ સંપુરણ ઈતિશ્રી રૂક્ષ્મણી વીવાહ તથા કટાણાસમગ્ર
રણ શ્રી સહજાનંદાર્પણ મસ્તુ.

# જાહેર ખબર.

---

હું નીચે સહી કરનાર નમ્રતાપુર્વક
જાહેર કરૂં છું કે, આ ચોપડી તથા
બીજાં ઘણી જાતનાં અહિનાં છાપેલાં પુસ્તકો
તથા મુંબાઇનાં છાપેલાં સંસ્કૃત, હીંદુસ્તાની ગુજ-
રાતી, મરાઠી, ઇંગ્રેજી ડીક્ષનેરીઓ, વૈશ્ણવ ધર્મની વાર-
તાઓ તથા તરજુમાંઓ, કાયદાઓ, વૈદકનાં તથા નાટકો;
કીસ્સાઓ જૈનધર્મનાં તથા સરકારી ગુજરાતી તથા ઇંગ્રેજી
વીગેરે નિશાળોમાં ચાલતી ચોપડીઓ તથા પહેલી ચોપ-
ડીથી તે સાતમી ચોપડી સુધીના અર્થ, ઇતીહાસના
પ્રશ્નોત્તર, વંશાવળીઓ વીગેરે બીજી ઘણી જાતનાં
પુસ્તકો સરસ છાપ ને સસ્તી કીમ્મતે મળશે.
માટે સામટી લેવી હોય તેમણે પોસ્ટ પેડ
કાગળ લખી ખુલાસો કરવો નાટપેટ
કાગળ લેવામાં આવશે નહી

**સરનામું.**

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**પુસ્તકાલય ત્રણ દરવાજાના.**

**મુ. અમદાવાદ.**